# નવલ-મુક્તા.

## નાટકનાં ગાયનો.

રચનાર,
મર્હુમ સાક્ષર કવિરાજ રામજીભાઈ વશનજી ભટ્ટ.

પોતાને માટે છપાવી પ્રસિદ્ધ કરનાર,
રાજનગર નાટક મંડળી.

આવૃત્તિ ૧ લી    પ્રત. ૨૦૦૦



અમદાવાદ.
ધી "ચીમનલાલ" પ્રીન્ટીંગ પ્રેસ-પીરમશા રોડ.
સંવત ૧૯૬૨    સને ૧૯૦૬
કિંમત. રૂ. ૦-૨-૦

# જાહેર ખબર.

## એક નવીન વધાઈ.

હોજરીને સુધારનાર, યૌવનાવસ્થા, ધાતુવિકાર, અને દરેક જાતની નબળાઇ દુર કરનાર અને ગએલુ પુરૂષાતન પાછુ બક્ષનાર નવીન આનાગ્રી **ક્રુષ્ન કામાળી** ગોળીઓ ત્રણ દીવસમા પોતાનો અદ્ભુત ચમત્કાર બતાવે છે

**કામપ્રદીપ્ત યાકુતી**--ઉચામા ઉચી દેશી વનસ્પતીની બનાવેલી છે ધાતુની નબળાઇ, નામરદાઇ, નપુશકપણુ, જુનો પ્રમેહ, મગજનુ ગુમ થઇ જવુ વીગેરે તમામ દરદોને દુર કરી ખરૂ પુરૂષાતન આપે છે

કીમત ગોળી ૩૬ની ડબી ૧ નો રૂ. ૫) પાચ પોષ્ટેજ જુદુ

**મોતીના સુરમો**—ગરમી, ફુલુ, રતાંધળાપણુ, થોડુ સુજવુ, મગજનો કઢાપો, વીગેરે તમામ આંખોના દરદો નાશ કરે છે.

કીમત તોલા ૧ એકના રૂ ૨) બે પોષ્ટેજ જુદુ

**સ્વદેશી ઔષધાલય | યુનાની વૈદ્ય**
**જામનગર | આર, એન, પરમાર એન્ડ કું.**

## પાત્રોનાં નામ.



| | |
|---|---|
| કલ્યાણમલ ... | ..... ઇડરનો રાણો |
| જયમલ .. .. ... | તરસંગમાનો રાણો |
| નવલચંદ્ર .. ... .. | .. જયમલનો કુંવર |
| વાઘરાણો . .. | . જયમલનો ભાઈ |
| વિજય .. . | .. નવલનો મિત્ર |
| વેગરણો .. . | .. ઇડરના રાજનો જમાદાર |
| મુક્તા ... | .. કલ્યાણમલની પુત્રી, નવલચંદની સ્ત્રી |
| મંજુષા .. .. .... | મુક્તાની દાસી |
| વિનયામતી, બાનુમતિ | ...... કલ્યાણમલની સ્ત્રીઓ |

વાણીઓ, ચોગદોકા, કોળીઓ, બ્રાહ્મણો, દાસીઓ વગેરે



ગુજરાતી પ્રજાને માટે અમુલ્ય ગુપ્તગ્રંથ
સેંકડો વરસ થયાં શોધ ખોળ થતી હતી તેજ

# રતિશાસ્ત્ર

યાને

# કોકશાસ્ત્ર

આ પુસ્તક ઘણી મહેનતે, નવાં જુના ગુજરાતી પુસ્તકોમાંથી સંશોધન કરી ગુજરાતી પ્રજાને ઉપયોગી થઇ પડે અને સંસાર સુખ સાધન ભોગવવાને કોઇપણ જાતની હરકત ન થાય એવા …વા ગુપ્ત વિષયો તથા દરેક જાતની જુની દવાઓ સહીત બહાર …ડ્યુ છે. આવું મ્હોટું અને ઉપયોગી પુસ્તક બીજા કોઇએ બહાર પાડ્યુંજ નથી એ ખરી ખાત્રી છે દરેક ગ્રહસ્થોને સંગ્રહ કરવા લાયક આ ગુપ્ત અને દળદાર ગ્રંથની કીમ્મત ફક્ત રૂ.૨–૪–૦ પોસ્ટેજ સાથે છે દરેક માણસે એક એક કોપી સંગ્રહ કરવા અ…ગી ભલામણ છે. ઘણાંજ થોડાં પુસ્તકો છે. પાછળથી ભાગ્યે મળશે.

ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.
મેનેજર—ભારતજીવન કાલબાદેવી-રોડ મુંબાઇ

# નાટકનો ટુંકસાર.

## અંક પહેલો.

પ્ર. ૧ પ્રારંભમાં, ઇશ્વર સ્તુતિ સરસ્વતિની આશીષ.

પ્ર. ૨ નવલચંદ્રનો કાકો વાઘરાણો, ઇડરના રાણા કલ્યાણમલની રાણીઓનાં દરશન કરવા જાય છે.

પ્ર. ૩. નવલચંદ્ર તથા તેનો મિત્ર, વિજયસિંહ શીકારે નીકળેલા છે, શીકાર છટકી જવાથી, બન્ને જુદા પડી જાય છે.

પ્ર. ૪. મુક્તા, તેના માવિત્રોને ત્યાં એક બગિચામાં, સખીઓ સાથે રહેલી છે. શીકારેથી ભુલો પડેલો નવલચંદ્ર ત્યા આવી ચડે છે, ને મુક્તાને મળે છે.

પ્ર. ૫. વાઘરાણો બીજા બ્રાહ્મણોની સાથે બ્રાહ્મણનો વેશ લઇ શિવમંદીર આગળ આવે છે. ત્યા રાણા કલ્યાણમલની સ્ત્રીઓ આવેછે, તેમના મુખ જુવે છે, બ્રાહ્મણના છોકરા નંદાની ગમ્મત.

પ્ર. ૬. નવલચંદ્ર મુકતાની સાથે હાસ્ય વિનોદમાં બેઠોછે. તે વખતના આનંદમા પોતાની મુકતામાળા તેને પહેરાવેછે. મંજુષા નામની દાસીની ખટપટથી કલ્યાણમલ આવી વેગરણા નામના જમાદારને હાથે કેદ કરાવેછે. અને મુકતાને એક અંધારા ઓરડામાં પુરવાનો હુકમ મંજુષાને કરીને આપેછે, બાદ નવલચંદ્રની આપેલી મુકતામાળા મંજુ લઈ લે છે.

પ્ર. ૭ નવલચંદ્રને શોધતો વિજયસિંહ બંદરમા આવી ચડે છે, સીપાઇઓનુ કુંભારને હેરાન કરવુ, વિજયસીંહની સીપાઇઓ સાથે વાતચીત, તેમા છુપી બાતમીઓનુ મળવુ, નવલચંદ્રને અને મુકતાને છોડાવવાની તૈયારી કરવી

પ્ર ૮ વેગરણો જમાદાર વાઘરાણા સાથે રાવણુ કરી તેને દગાથી કેદ પકડે છે.

પ્ર. ૯. જુઠાલાલ નામનો વાણીઓ, અને તેની વહુ મણી કુવરની ગમ્મત તે ઠેકાણે વિજયનુ સાંધુ વેશે આવવુ, મુકતા માળા લઈ મંજુ વાણીઆને ત્યા ગીરે મુકવા આવેછે તે માળા વિજયસિંહ, યુકિતથી લઇ લેછે અને મંજુની મારફત રાજ્ય મ્હેલમાં દાખલ થાયછે.

પ્ર ૧૦ નવલચંદ્રના પિતા જયમલને દગાથી પકડવા માટે કપ્યા ણુનલ બોલાવેછે. પરતુ ભેદ ખુલ્લો થવાથી તે છટકી જાયછે

પ્ર ૧૧ વિજયસીંહ, રાજ્ય મ્હેલમા દાખલ થાયછે ત્યા રાણીના તન ઉપર પોતાની છાપ બેસાડેછે, પછી ત્યાથી તે અંધારા ઓરડામા દાખલ થાયછે. મુકતાને બદલે મંજુને કેદ કરી. મુકતાને છોડાવી, ચાલ્યા જાયછે

**પહેલો અંક સમાપ્ત.**

## અંક બીજો.

પ્ર. ૧. વિજયસીંહ મુકતાને ડુંગરની તળેટીમા બેસાડી નવલને છોડાવવા જાયછે, જગન્નાથ ને તેના મિત્રનું આવવું, તે

અરસામાં વેગરણો મજુને અધારા ઓરડામાથી છુટી કરી તે રસ્તે થઇને જાયછે, જગન્નાથનો ભેટો થાયછે, વેગરણો જગન્નાથને મારવા જાયછે. પાછળથી મુકતા આવી ઘાયલ કરેછે, મજુ નાશી જાયછે, બને ભાઈ બ્હેન મળેછે

પ્ર. ૨ વિજયસીહનુ ભૈયા ને વેશે જેલખાનામા આવવું, જેલર-ને ભોળવી, નવલચંદ્રને છુટો કરેછે ત્યા મુકતા અને નવલ-ના પ્રેમ સમાગમ બાદ તરસગમા તરફ રવાના થાય છે

પ્ર. ૩. વાઘરાણાનો મિત્ર પુજો ભીલ વાઘરાણાને છોડાવવા માટે શહેરમા આવેછે વિજયસીહ જાદુગરને વેશે મળેછે, બધા મળી વાઘરાણાને છોડાવી લાવેછે કલ્યાણમલના ભાઇનુ ખુન થાયછે.

પ્ર. ૪ નવલચંદ્ર કેદમાથી છુટી જવાના, મુકતાને અધારા ઓરડામાથી નીકળી ગયેલી, અને વાઘરાણાને છોડાવી ગયા-ના સમાચાર જાણી કલ્યાણમલ તરસગમા શહેર ઉપર ચડા-ઇ કરવાની તૈયારી કરેછે

પ્ર ૫ નવલચદ્ર મુકતાને લઇ તરસગમા તરફ જાયછે પાછળથી વિજયસિહ આવી મળેછે તે ખબર વેગરણાને મળેછે તેથી ઘરકટ કરી મુકતાથી નવલને છુટો કરાવેછે અને વિજયસી-હને ઘાયલ કરી મુકતાને ગુફામા ઉપાડી જાયછે.

પ્ર. ૬. પહાડની ગુફામા ચોર લોકો સાથે વેગરણો આવેછે, ખોદી રાખેલા ખાડામા પ્રપચ કરી બધા ચોરોને નાખી દેછે પછી મજુની મારફત મુકતાને સમજાવેછે તે અરસામાં નવલચ-

પ્ર, વિજયસીંહ અને જગન્નાથના લસ્કરી માણસો આવી વેગરણાને તથા મંજુશાને કેદ કરેછે, ને મુકતાને છોડાવેછે.

અંક બીજો સમાપ્ત.

---

## અંક ત્રીજો.

પ્ર ૧ જુઠો શેઠ તેની વહુને તેના પીયેર મુકવા જાય છે, સાથે ગાડાવાળાની ગમ્મત તે અરસામા કેદમાથી નાશી છુટેલાં, મજુ અને વેગરણો ત્યા આવે છે મજુ જુઠાને સોપી, તેની વહુને લઇ વેગરણો ચાલતો થાય છે

પ્ર ૨ નવલચંદ્રનુ શયનગ્રહ, મુક્તા નવલને જગાડે છે, કલ્યાણ મલનું લસ્કર શહેર ઉપર ચડી આવ્યાના સમાચાર દાસી મારફત જાણી લડાઇમાં જવા તૈયારી

પ્ર ૩. જુઠા શેઠની વહુને લઇ નાઠેલો વેગરણો જંગલમાં આવે છે. મણીકુંવરની વેગરણા સાથે તકરાર થાય છે. જગન્નાથ આવી કેદ કરે છે. ને પાકા બંદોબસ્તથી તરસંગમે મોકલી આપે છે.

પ્ર ૪. કલ્યાણમલ લસ્કર લઈ તરસંગમાં ઉપર ઘેરો ઘાલવા આવેછે

પ્ર. ૫. મુક્તા પોતાની સખીઓ સાથે શીવ પુજને આવે છે તથા ગામની બીજી કેટલીક સ્ત્રીઓ પાણી ભરવા આવે છે લડાઈના સમાચાર જાણી સર્વે મળી શીવ પુજન કરી ગરબો ગાય છે

પ્ર. ૬. વિજયસીંહને સખી અર્થે મોકલેલો તે બાબત વાઘરાણીને

પસંદ નહી પડવાથી, જયમલ આવી તેના મનનું સમાધા-
ન કરે છે.

પ્ર. ૭. કીલ્લા બહાર કલ્યાણમલના લશ્કરની છાવણી તે અરસામા
વિજયસીંહ સખી અર્થે આવે છે, તે વખતે કેટલુક બોધ
દાયક ભાષણ કરી રાણાના મન પર છાપ બેસાડે છે તે
અરસામા વેગરણાને અને મજુશાને લઈ જગન્નાથ આવે
છે, ત્યાં બધુ તરકટ ખુલું થાય છે. અને પોતાના કરેલા
દોષો કબુલ કરે છે તેથી કલ્યાણમલ તેને આર્ય ભુમીથી વિ-
મુક્ત રહેવાનુ કહી છોડી મુકે છે, બાદ સઘળા સબધીઓ-
ને, વિજયસીહ મેળવેછે, અને ખુશી થાયછે, છેવટનો આનદ

અંક ત્રીજો સમાપ્ત.

---

## જાહેર ખબર.

સ્વામી શ્રી દયાનદ સરસ્વતિ રચિત "વ્યવહાર ભાનુ" એ
નામનુ ધર્મ જીજ્ઞાસુઓને ધર્મ નીતિ તથા સત્ય વ્યવહાર બતાવ-
નારૂ ઉત્તમ પુસ્તક ગુજરાતી ભાષામા તૈયાર છે.

કીમત રૂ. ૦-૩-૦ મળવાનુ ઠેકાણુ —

**જોશી છોટાલાલ રૂખદેવ.**

મુ. સરસવણી.

પોષ્ટ મહેમદાવાદ.

# નવલ-મુક્તા.

## અંક ૧ લો.

૧

સુત્રધાર—જય વરદે દેવી દીનની દયાળી
આશા પુરણિ હે પ્રીય બાળી જય
મધુર સ્વાની મોહે સારી
કર કમળ પુષ્પ ધારી
બુધ્ધિ મારી દે સુધારી જય
જન મન ગીરીવરની વાસ
તારો સઘળે વાસો
જળ સ્થળ નભ નગની માંય
ઠામ ઠામ સ્થાપ્યો જય

૨

સરસ્વતિ—જય જય જય પામો સત્યતા સિદ્ધ થાજો
વિજય વિજય થાશે ભૂમંડી તો નિહાળો
લય લય લય પામે દુર્ગુણી દુષ્ટતાનો
શ્રેય શ્રેય શ્રેય થાશે સદ્દગુણી શ્રેષ્ટતાનો

૩

સખીઓ—મગન મગન બની જશને જમાવો
જશને જમાવો માની કીર્તિ ગજાવો મગન
આજ દિવસ અતિ આનંદ પ્રસર્યો
ઉમગે ઉમગે રંગ રાગ મચાવો મગન
જય જય બાગી મા દીનની દયાળી
વિજય વિજય ધ્વજ અહીં ફરકાવો મગન

૪

પાધરાણો—શુદ્ધ સતિનાં દરસન કરવા જાઉ ઉલટથી આજ
મનમા ધરી અતિ ઉલાસ
સફળ થશે અવતાર મારો પુર્ણ થશે મમ કાજ
દેવ તુ દાસની પુરજે આશ
રોમ રોમ હર્ષિત હુ થાઉ મુજ મનમાહી અપાર
નિરંતર સત્યનો થાય પ્રકાશ
હુ જાઉં વિદેશે હામ ધરી આવારે અંતરમાં મારી દાદ
અહો કીરતારે
તમ ગતી તણો કોઈ પામી શકે નહી પાર—શુદ્ધ

૫

નવલ—ઓ હરણુ, ઓ હરણુ, ઉભો રહે, નાદાન,
ધનુષ તણો ટંકાર કરી ઉતારૂ તારૂ માન
વિજય—શુરવીર ધરી ધીર કરો ચકચુર
આજ્ઞા દ્યોતો ક્ષણુ એકમાં છોડાવું હું શર
નવલ—પ્યારા ભ્રાત થા જરા તું શાંત

વિજય—જાઉં ધસી લઈ હાથ અસી જશે ક્યાં એ ખરી હેવાન
હણી સદ્ય લઉં હું જાન. જાન, જાન,

૬

મુક્તા અને સખીઓ } ઘનનનનનન મેઘ ગરજે. ચમકે ચપળા નભમહી
સરરરરરરર બુંદ પડતા, સૃષ્ટિ શકળ શોભી રહી
મયુર મનહર કરીને ટહુકા દે વધામણી મેઘની
ચતુર નરનારી ઉમંગે ગાય તાન લહી લહી—ઘન
શી, અજબ શોભા બની પ્રાવૃટ ૠતુથી ભૂપરે
વાહ, વાહ, વિભુ તમારી કૃતી કવિ ન શકે કળી—ઘન

૭

માતરિકા—જોજો કમાન મુજ આલી
શોભી રહી નવરંગી કેવી
સરસ મળી છે તક જોવાની જોજો

સખીઓ—વાહ વાહ
ચપળા—( અલીએતો ) પુષ્પ ધનુષ કરમાહી ધરીને
કામ જાય છે યુદ્ધ કરવાને
નવ યૌવન રામાની સંગે
વાત આજ ઉરમેં જાણી— જોજો

૮

મુક્તા—મનડું મુઝાયે માહેરૂં ભડકા બળે હૃદયે—મનડું
તનને રતિ પતિ અતિશે દમેછે હરી હાય હવે શું કરૂં—મનડું
પ્રાણપતિ તમે વારે ચડીને દુઃખ આ છેદો માહરૂં—મનડું

૯

નવહંસ—હું કવણુ માર્ગપર આવ્યો

ગુઝ ન કંઇ દિશે અંધકાર જામ્યુ

શાપું હું કરી જઈ ઠરવા ઠેકાણું

ઝીણી ઝીણી બુંદ વડે તનડું ભીંજાયું મારૂં–કવણુ

નભ ઘેરાયું છાઇ કાળી ઘટા

થરર થરરરર કાય કંપે છે ભારી–

અતીરે મુઝાયો ગતિ વિકળ થઇ છે મારી–કવણુ

૧૦

મુક્તા—તિહારા નામ તણી માળ

નિત્યે જપુંછું પ્યારારે, વ્હાલારે–તિહારા

પ્રિતમ દરશન દઇને અત્યારે

બચાવ્યા પ્રાણ મારારે–વ્હાલારે–તિહારા.

નવલ—મન મોહના મન તલપી રહ્યું છેરે

ચુંબન દે તું આવારે–વ્હાલારે–તિહારા

૧૧

વાઘરાણી—નયને નિહાળી આજ દિવ્ય અપ્સરા

આશા મુજ પુર્ણ કરી કપટ નવ જરા–નયને

વદન સુંદર શશિ પ્રમાણુ ચચળ ચક્ષુ મૃગ સમાન

ગજ ગમની ચટક ચાલ મૃદુલ વાક્ય શોભિત બાલ

ન મલે કંઇ જોડ એવી શોભતાધરા–નયને

૧૨

નેદા—મોદક મળશે મને પ્યારા—હોઇઆ હામ

પેટ ભરાઇ જશે (૨)

**ગંગાધર**—એ છોરા

**નંદા**—બાપા આવુ છુ

મોજ કરાવી, રાણે આવી, હર્ષને લાવી, લાડુ દેતા,

કુદકો મારીશ,—ચડાપ

**ગંગાધર**—થપ્પડ દઇશ એક થડાપ—

( લુચ્ચા છકી ગયા છે )

**નંદા**—ઉં—ઉં—ઉં—ઉ—ઉ—

**ગંગાધર**—ચુપ

**નંદા**—બાપા મારીશ તમને લકડી

**ગંગાધર**—રાશ ગ્રહીને રાખીશ પકડી

**નંદા**—(બગડ્યા છે આ બાપા)

**ગંગાધર**—(ફૂટ તારી ફોઇએ તે નામ પાડ્યું નંદો)

**નંદા**—જોજો તો ખગ મારી ફોઇને કહી દઇશ

**ગંગાધર**—છાનો છાનોરે માના બચુકડા

ખારેક ને કોપરૂ અપાવીશ

**નંદા**—તોતો ઠીક—તોતો ઠીક—તોતો ઠીક—મોદક

૧૩

**નવલ**—પ્રિય તન મન શાન્ત પામ્યુ

રહી આનંદે તુજ સગાથ—પ્રિય.

અતિ વિનોદ મહીન સુજે

મુજને દિનકે રાત—પ્રિય.

૧૪

**નવલ**—જીવન મુકતા મુજ હૃદયમા વિલસી વિલાસે.

આ નિરજીવ મુકતા વળી કઠે બોજ રૂપ ભાસે—જીવન
એક મેક તુજ રૂપ મહીં મુકતા વગી તું ઝટ થા થા થા
ચટક, મટક, લટક, નિરખી, ચિતડુ અતી હુલાસે.—જીવન
વાહ, વાહ, વાહ, સોભે સારી, બલિહારી,
બલિહારી,પ્રિયનારી, મુજ પ્યારી, દિવ્ય રૂપ તુજ ભાસે–જીવન

૧૫

સખીઓ—આનંદ આનંદ આજ અતિશય
રમીએ રમત રઢીઆળી—આનંદ
વિધ વિધ રીતે રાસ રચાવી
ગાઓ સંગીત સુખકારી—આનંદ
રમત, ગમતે, રીઝાવો, દંપતી,
ખતેથી, તાલ, સભાળી—આનંદ

૧૬

મુકતા—જમગાયા જીવલેને જલ્દી નહી પીતા તું મારો
ડરતી નથી હું જરી, રડતી નથી હું જરી,
પુર્ણ કર વીચાર (પીતુ) તું આવારજે તારો–જમ.
માત તુ તાતને રોક નહી જરી વાત એ ધાતની ધારે
પુત્રી હણી ભલે જગતમાહી કીત રૂડી પસારે—જમ.

૧૭

નવલ–ધિક્કાર તને તેં ક્ષત્રી લોહીને લજાવ્યું
કરી પતરાજી તને લડતાં ન ફાવ્યું–ધિક્કાર
સિંહ બાળ ને આવાર દમાથી કર્યો લાચાર
અરે અવિચારી અરે થઇશ તું ખ્વાર

લડવું, મરવું, મારવુ, કાઢવુ, ધર્મ ક્ષત્રી તણો એ વિચાર
છૂટો એક વાર મેલ તો બતાવુ તને બેલ કેવો લડનાર છેલ
અરે બેલ, નિજ પરિયાનુ નામ તે ડુબાવ્યુ-ધિક્કાર

૧૮

**વિજયસેન**--મિત્ર જૂદાઇ એક પલ પણ વિષસમ
દિલમા અસર કરતી અરે રહી રહી--મિત્ર
ચેન ન દિનકે રેન પડે કંઇ
ખાન પાન જરી ભાવે નહિ નહિ
મિત્ર પ્રિતી પુષ્પા સવ જેવી
કયારે પીવા મળે આતુરતા અરે
[illegible] રહી મન છાઇ રહી રહી--મિત્ર

[illegible]

**અજો**--મુકો મુકો હપાઈ હાથ [illegible] ગયોરે
**સીપાઇ-(૨)**--કેમ જહાનમમા તુ ન પહોચી ગયોરે
**અજો**--અરરર ઓય બાપરે અરરર ઓય બાપરે--મુકો
પગે લાગુ તારે હહરાજીઓરે
**સીપાઇ-(૨)**--ચુપકર હુચ્યા
**અજો**--મે ગનો નમારો ઢીઓ કર્યોરે--મુકો

૨૦

**વિજય**--આ ખંજર થયું છે તરસ્યું દુશ્મનનુ લોહી પીવાને-આ
કેવો કેર, વરસે ઝેર, લઉ વેર, સારી પેર,
કરૂ દેર કેમ જાઉં જલ્દી મિત્ર છોડાવાને-- આ

જાઉં જાઉં જલ્દી મારો હાથ હું બતાવું
છુ એક પણ અનેક તણા શિરને ઉડાવું- કેવો

૨૧

નાયકાઓ—પિયો પિયોજી રગે અમલ રંગ
અમલરંગથી રંગ્યુ શુરાનુ અગ—પિયો
કશુ બલ અધર મધુરપરે
ને વળી અમલ કશુ બલરગ
પિતા રસીક ધરાયના
અગે નવિન તેજ અને વધે ઉમ ગ—પિયો
કશુ બલ મુખ શૂરા તણુ
ને નહીં તામ્બુલ તેવે રગ—પિયો
કશુ બલનેન પ્રેમી તણા
જોઇ અગે ઉભરાય અનગ રગ—પિયો

૨૨

નાયકાઓ—પ્યારે દેખો શિકાર અબ હાથોમે આયા
ખુશ ખુશાલીસે પાયા— પ્યારે
હમારે શીકારીકી કયસી હુશીઆરી
પકડા હય શેરકો કરેગા ખ્વારી
ફસા ફંદેમે અલ્લેકા મારા— પ્યારે

૨૩

મોતીકુંવર—ધીક ખુદા તારી રીતનેરે
બાળા પરે આવી નીત જોઇ તારી પ્રીતનેરે-ધીક
નનંદી—માજી ક્રજેતા આ શુ કરાવો
ચાલો આવો તમે તો શીરાવો

મોતીકુંવર—મારે જાવું નથી ખાવું
બસ ધરાઈ ગઇ— ધીક

નંદો—વા-વા-વા-વા
બુઢા કાકાનાં કેવાં આ કામ
ધન્ય ધન્ય વીધાતા તુજને
જુઠો પાંડયુ નામ

બંધુ—ઓહો બુઢાકાકા-ઓહો બુઢાકાકા-ઓહો બુઢાકાકા-ધીક

૨૪

મંજુષા—પ્યારા ગુરૂજી અહો ભાગ્ય અમારાં
ચાલોજી, ચાલોજી, મ્હાલોજી, મ્હાલોજી.
પ્રિતેથી સેવીશ પ્રભુ ચરણ તમારા—પ્યારા
પુજન તમારૂ કરૂ દુ:ખ સહુ પર હરૂ
મીઠા મેવા ભોગ ધરૂ આજ્ઞા વત અનુસરૂ
પાવન કરોને પ્રભુ ધામ અમારા—પ્યારા

૨૫

કલ્યાણમલ—ઝાળ ઝાળ પ્રગટાવી અપાર
હરીફ હંફાવી ફસાવી રોળું હું
વેરીને પાઇશ ઝેરનો જામ—ઝાળ
ઝાલી એ પાપીને ઝાટકી ત્રાટકી
પટકી પલમાં કરૂં બેહાલ
કસીશ ઠાર રચીને જાલ—ઝાળ
કોથે કસીને સજ્જડ સજીને
મનથી કરીને કરથી ધરીને

ઠાર ઠાર કરૂં પાયમાલી કરૂં
પ્રાણ એના હરૂ જગ માહી દળું—ઝાઝી

૨૬

કલ્યાણમલ—જાઓ ઝટપટ છોડી ખટપટ
કપટ કરી શુ ફાવસે
કપટથી ઘસીને ચપટ કરજો
ત્રાહય ત્રાહય કરાવજો
સીહથી શુ શીયાળ ફાવે
રંક ગય કહાવશે— જાઓ.
ખડગ ખંજર ફરસી ગ્રહીને
શુર એહ કહાવશે
યુદ્ધમા સપડાતને જઈ
વીર એહ કહાવસે— જાઓ

૨૭

વિનયામતિ—સાધુ પુરૂષ પ્રભુનું રૂપ પુજ્ય પદ તેનારે
આપે સુખ દુખમા શુભ બોધ રૂડા વાક્ય એનારે
જેને આધી ઉપાધી કે વ્યાધી કદી નવ બાધેરે
ષડવિકારથી જે રહીત સાધન શુભ સાધેરે
કરે સત્ય તણી જે પક્ષ અસત્યને ત્યાગેરે
જેને પ્રિય અતી પર ઉપકાર પ્રભુ પ્રિતી માગેરે
સેવુ સેવું એવા જોગી જને હુ પુરણ પ્રિતેરે
લહુ તેહનો આશિર્વાદ નીતિની રીતેરે—સાધુ

૨૮

જોગી ( વિનય )—સાધુ માઈ બાને સુન મોરી મયયાં

મનમેં મનમેં કયસે શોચ શોચતું
કયદે કયદે મોકું કયો ચુપ રઈયાં—માઈ
ભજન ભજન નિત હરકો તું કરશે
વો પ્રભુજી દુખ તુમારા મીટઈયા—

૨૯

વિનયામતિ—બોધ આપીને મુજ બાળને બચાવો
સાધુ પુરૂષ છો સન્માર્ગ ઝટ બતાવો
દયા દિનની વિનતી પરે લાવો
કરગરી કહુ કૃપા તમે દર્શાવો—બોધ

૩૦

મુકતા—થયો વેરી પિતા મારો, અરે હાય! અરે હાય! અરે હાય! થયો
વિણુ અપરાધે પ્રાણુ પતિને કેદ કર્યા અરે હાય! બહુ જીવ
મારો ગભરાય!!!
મરૂ છું, બળુ છું, ટળુ છું, હવે જીભાથી શુ ફળ થાય
અરે હાય! અરે હાય! અરે હાય!
જગનાથ, સાહો હાથ, ઝુરૂ દિન રાત, છું અબળા જાત!!

૩૧

વિનયામતિ—પુત્રી તું પ્રાણ આધાર બેઠી થઇ બોલો બાળી
ટળ વળે છે તુજ માતુ'અરેરે—
આમ તને જોઈ કાળજુ કપે જો તુ આખ્યો ઉઘાડી-ટળ
દુખ તુજ જોઇ અતિ હું દાઝુ લાડકી પ્રિય મારી-ટળ

૩૨

વિજય—કરો કૃપાની નજર મુજપર માત
હું શેવક છું તમારો જોગીને વેષે આવ્યો

પ્રપંચે અહીં દુઃખથી નિર અપરાધીને છોડાવા—કરે
તગ્સગમાના શૂરવીર ક્ષત્રી કદી કોથી નડરે
સાહસીક થઇ હીંમતથી મનનુ ધાર્યું પાર ઉતારે
વખત નહિ લગાડે મનમાં નશંકા ધારી
સુખની ઘડી વિચારી વિજય ચરણ પ્રિતે વંદે—કરે

૩૩

વિનયામતિ—અતિ આનંદ મન ઉભરાય ભેટ પ્રિય બાળી
મુકતા—ધન્ય ધન્ય માતુ તુજ પ્રેમ જાઉં વારી—અતી
વિનયામતિ—મુજ તનય રતન તુજ વદન પ્રફુલિત ન્યાગી
મુકતા—હું માનુ પ્રભુ ઉપકાર માત મારી—અતી
વિનયામતિ—તને સુખી કરવાને કાજ જોગી અહિં આવ્યા
મુકતા— મુજ મન ભાવ્યા મહારાજ છુ ઉપકારી—અતી

૩૪

મુકતા—પ્યારા પ્રાણુને છોડાતુ છોડાતું
મુજ તાત તણા કોપથી બચાવું મુકાવું—પ્યારા
મરણનો ડર નવ ધરૂ મન માંહી
ક્ષત્રાણીનું લોહી ચમકાવું દિપાવું—પ્યારા
વિજય—આ શેવક પણ છે તમ સંગે
પરાક્રમથી ધસાહું ધુજાવું ગજાવું—પ્યારા
મુકતા—વિજય વિજય તુજ સત્વર થારો
પ્રભુજીનો ઉપકાર મનલાવું દર્શાવું—પ્યારા

ટેબલો.

# જાહેર ખબર.






# માં




વીસ લાખ માણસો વાપરે છે

## એમ. ઓ. ધોરાજી વાલાની




# ચાહ




એમ. ઓ ધોરાજી વાળા.

સીતારામ બીલ્ડીંગ મુંબઈ

# અંક બીજો.

૩૫

**જગન્નાથ** ) વિભુતુજ યશ મહિમા ગાઉ મન મહી અતી ગજી થાઉં થાંઉં
**માનુંમલ** ⟨ શરણ તમારૂં ચાહું ક્ષમા નીતમાગી લહુ પ્રેમે કરજોડી ગહુ
**તાપ** ) આપો તે પ્રસાદ પ્રહુનવ ન્યાય વિમુખ પથ સાહુ-વિ

૩૬

**જગન્નાથ**--બ્હેન તણે મનભાઇ વિષે અતિ નિર્મલ પ્રેમ ભર્યોજ દીસે છે
જગતમા જે સ્થળે હુઢતા ના મળે જાણો સહુજન--
ભાઈ પ્રત્યે અતિ પ્રેમની લાગણી બ્હેનનીજે છે--બ્હેન
ધિક ધિઃક ભાઈ બ્હેન પરસ્પર પ્રીત ન રાખે
તેને તો આ જગમહી સહુ લોક નિંદે છે--બ્હેન

૩૭

**મંજુષા**--પતિ મારા પ્રાણથી પ્યારા
**વેગરણો**--વાહ, વાહ, વાહ.
**મંજુષા**--પ્રાણથી પ્યારા આંખોના તારા
પલ પણ નવ રાખુ હું ન્યારા
**વેગરણો**--ચે-ચે-ચે-
**મંજુષા**--મીઠા લાગે બોલ તમારા
**વેગરણો**--લે-લે-લે-
**મંજુષા**--મદે ભર્યા છો મત વાલા
**વેગરણો**--હે-હે-હે
**મંજુષા**--છેલ છબીલાને લાગો રંગીલારે
રગે ભીના મારા શ્યામ

વાલમ તું સમ જગમાં કોઇનિ
દીસો જાણે બીજા કામ—પતિ

૩૮

મુક્તા—તુ સુંણુ બાળ ભ્રાતા તુ સુંણુ બાળ ભ્રાતા
અતી થઇ વેરણુ મારી વિધાતા—તુ સુણુ
પાપીના પ્રપંચે પિતાજી ભમ્યા છે
તેના કોપ ભોગે પતિ કેદમાં છે
જો કર સ્હાય તો થાયરે સુખ શાતા—તું સુણુ
જગન્નાથ—દુખી જોઇ તુજને દુખીઓ હુ થાઉં
બ્હેનિ તુ કહે તે હુ આજ્ઞા ઉઠાવું
જ-પ્ર-ભા-કરે સ્હાય નિર્દોષને જગત ત્રાતા—તું સુંણુ

૩૯

વિજય—મદત મદત માગુ પ્રભુ આવાર
પ્રિય મિત્રને આજ છોડાવું
પ્રાણુ જતા પણુ પાછો ન આવું
વિપત વાદળ પ્રિય તણું વીખેરૂ
શાન્તિ શાન્તિ તન મનમા ઉમેરૂં
દુશ્મનને જડ મુળથી ઉખેડુ
વિજય વિજય કરૂં તારો આધાર—મદત

૪૦

બધા (વિજય)—મહાદેવ કહે સુન પારવતી બીજીયામત દેખો
મમારનકું—મહા

અમાર પિવે બક બક કરે હંડીઆકો બાત ઉહાવનકું-મદા
જોગી પિવે વેજો ધ્યાન ધરે શંકર કો નામ સમારનકું-મદા
શુરા જો પિવે રણ બીચ લડે હસ્તીકો દંડ ઉખાડનકુ-મદા

૪૧

નવલ—શું આમજ મોત થશે મુજરે, ગતિ ગઇ વિહળ મતી ગઇ મારી
સ્હાય કરે કોણ અહીં હવે આવી, હાય હાય જીવ જશે —શુ
પ્રિય પતિ દુઃખ ભોગવે, હું ટળવળી મરૂં અહી
ખબર કરે કોણ વિજયને, રહયો ઉપાય ન કાંઇ--શુ

૪૨

નવલ—શીદ મુકતા વળી તું અહીં આવી
મુજ વ્હાલીથી આમ રીસાઇ—શીદ
તુજ સંગીનો સંગ તજીને
ભુંડી તું શાને થઇ દુખીઆરી—શીદ

૪૩

નવલ--આવભાગ ગયે પ્રિય પ્રાણ, તું આવાર, પ્રાણ ધાર, પ્યારી ના૦.
મુકતા—નાથ તમારો તજુ ન કદી સંગ—આવ
નવલ—સુખી થયો દુઃખ સર્વ વિસારી હું, શીરીતે અહી આવી મળી
પ્યારી તું
મુકતા— વિજય ને મુજ ભાઇની સ્હાયથી
નવલ—ધન્યછે તેમને વા. વા. વા. વા.—આવ.
મુકતા—નિર્ભય થઇને ચાલોને વાલમ જખ મારે હવે આપણા દુશ્મન
નવલ—આજ થયો અતી મનમાં મગન થીગતી વિભૂતી અહાહા—
હા—આવ

**વિજય—** ૪૪

**હાય હિંદ હાલત શી તારી, વિદ્યા કળા વિણ થઇ અતી ખ્વારી—હાય**
હિંદ થકી હુન્નર લય પામ્યો, વસ્તુ વિદેશથી આવે જારી
લક્ષ્મિ બધી લઇ જાય વિદેશી, આર્યો જુવે નહિ આંખો ઉઘાડી—હાય
સંપતણી શુભ વાત ન જાણે, લડે પરસ્પર ઇર્ષા લાવી
સ્નેહ સબંધ વિચાર કશો નહિ, પિતુ મુકે સુતને ગળે પાળી—હાય
કેર પ્રભુએ શો કર્યો તુજ પર, બાળ બધા તુજ વંઠી ચાલ્યા
અસ્ત્ર શસ્ત્ર મુકી સહુ દિધા, ક્ષત્રી બની બેઠા વેપારી—હાય
જે યવનો એક ક્ષત્રી વીરથી, ડરી જઇ થર થરતા ભારી
તે યવનોને શરણે જઇને, ગોધે ક્ષત્રી બચવાની બારી—હાય

૪૫

**ભીલો**—હાલો હાલો માગ બાઇ દસમા ગજી રાજી થઇ—હાલો
માતાના પરતાપે આપણી અલા બલા ગઈ
**પુંજો-કબલો**—હોશીઆર રેજો હુ એ
**ભીલો**—હા-હા-હા-હા-
**પુંજો**—તઇ
**ભીલો**—હુરાના હરદાર એમા ફેર નઈ રે કંઇ—હાલો

૪૬

**ભીલો**—હેડો હેડો( ૩ )બાઇઓ ખુહી ખુહી થઈ રાણાજીને છોડાવાને
શેતગ બાળાએ દુહમનના જઈ રાણાજીને છોડાવાને
અરે મેલડી માત તુ રાખ મારી લાજ પુરા કરજે કાજ
તને થાય મારી દાજ અરે હેડોને હેડોને હેડોને
બાપલીયા રાણાજીને છોડાવાને—હેડો

**કલ્યાણમલ--** ૪૭

હાહા અતી ઉત્પાત થયોરે, દુસ્મન અહીથી છુટી ગયોરે-હા
કપટની રમત રમીને ગયો દુસ્મન, નીચ ખટપટ કરી ગયોરે
ભાઈ તણું થયું ખુન અરેરે, એ સઘળુ હુ જોઈ રહયોરે-હા
મારી તોડી ફોડી તરમગમા ઉડાડી દઉ, સબુરી
નઆવે મન, વેર પલમાહી લહુ—
લોહી તણી નદીઓ વહેવરાવુ. જુલમ શત્રુનો નવજાય સહયોરે-હા

**વિનયામતિ--** ૪૮

પાપ તણી તુ ક્ષમા કરજે વિભુ કરજોડી વિનવુ મુજ દેવા-પાપ
પ્રિય બાળકડાના સુખ માટે પતિ વ્રતા નિયમે નવ ચાલી
તુજથી અતર કાંઈ નથી પ્રભુ અતરયામી છો બહુ નામી
સ્રષ્ટિ સ્વામી શિર હું [illegible] ભકિત પામી કરૂ શુભ સેવા-પાપ

૪૯

**જગન્નાથ--**નથી સુખ મુજ મન મહી [illegible] માત
અતી છે ભોળા પ્રિય પુજ્ય તાત-નથી
પ્રપચ ન સમજે પાપી તણો જરી
બહુ મુઝાઉ એ જાણી વાત-નથી
નહી બોલુ મા, હું હવે કાંઈ

**વિનયામતિ--**(કેમ-શામાટે-જવાબ દે)

**જગન્નાથ--**પડયો વિરોધ વાહાલાની માંહી
કરૂં દુસ્મનનો ઘાત ઘાત-નથી

૫૦

**નવલ--**શાંન્તિ બહીને સુતી મુજ પ્યારી

આજે સર્વે દુઃખ મુકયા વિસારી—શાન્તિ
પ્રેમ તણું પરિ બંધન એવું
દુઃખ સઘળાં લાગે સુખકારી— શાન્તિ
ભુખ તરસનું ભાન ભુલાવી
નિદ્રાએ ચિંતા નાખી વિદારી— શાન્તિ
ચંદ્ર મુખીને ચુંબન લઇને
સ્વર્ગ તણું સુખ લહું મન ધારી—શાન્તિ

૫૧

નવલ—અમને આમ દીધું છે દુઃખ હરીએ શું રે કરીએ
અતી ટળવળી એઠામે ન ઠરીએ જહીં તહીં પડીએ—અમને
દિનનો દયાળ તને કોણ પ્રભુ કહેશે
આપે વિભુ તું દીનને ન સુખ જરીએ—અમને

૫૨

નવલ—વિજય—આજે આનંદ વધાઇરે
મુક્તા—પ્રીતમ પ્યારા મારા વિભુએ દુઃખડાં સહુ દુર કર્યાં—આજે
નવલ-મુક્તા-વિજય-અતી હર્ષેથી આજ સ્વદેશે સુખ શાન્તિ
મહીં જઇએરે
જગનાથ તણું સુભ નામ સ્મરી વળી દ્વય કર જોડી
રહીએરે—આજે

૫૩.

ચોરલોકો—
દારૂ અમ્રત જેવો મીઠોરે ભાઇ દારૂડા પીવો-ઓહો દારૂડે
પીવો-દારૂ

શાથી દુખડાં જાહે બહુ લ્હેરતો બેવાહે રાજી રાજી
જીવડો ચાહે-દારૂ
લાવ. લાવ. લાવ. લાવ. લાવ. ઘટકાવ. ઘટકાવ.
ઘટકાવ--દારૂ
અરે હું સૌથી મોટો રાજા, અરે રાજા રે ભાઈ રાજા
જાજારે મુર્ખા જાજા-દારૂ

૫૪

મુક્તા--ધિઃક નિમક હરામી નીચ તને ધિક્કાર તું અપાર શાને
ખ્વાર થાઆવાર
શું સતાપે આમ મુજને ગુલામ કર તારૂ કામ પુરણ તમામ-ધિઃક
શરમ નથી લગાર તને અરે ચડાળ બોલ બોલતા સભાળ
આવ્યો છે તારો કાળ થુંછે તુજ નામ પર અરે કગાળ-ધિઃક
ન-વિ-મ ૫૫
-અતી અકળીત વિભુ તવ માયા કરી નિર્દોષીની સ્હાય
દુઃખ માય
અહા ગહન ગતી કોઈથી કળીન શકાય નિરાધારધાર જગ રાયા-અતી
સુર્જન રામાજ મળયો આજ રહી લાજ
સર્યા કાજ મ્હારાજ તુજ અપાર કૃપા
આ બાળ આકાળ થી વધુ ઉચારે વેદ વડે છો મગ્નાયા-અતી.

૫૬

નવલ-મુક્તા-વિજય- } જાઓ જાઓ પાપી નરનાગ
જગન્નાથ-ભાનુમલ-પ્રતાપ } મુખ નવ બતલાવો લગા

**વેગરણો**—પાયે પડુ છુ આવાર

**જગંન્નાધ**—ધિક તુજને ચડાળ—જાઓ

**મંજુપા**—હાય હાય મરી ગઇરે

**વેગરણો**—ફરી ગુન્હો નવ કરૂ કઇરે

**વિજય**—અપાર લાચારને કરો ખુવાર—જાઓ

**વેગરણો**—શરણુ ચહુ

**વિજય**—જીવ લઉં

**મંજુપા**—ચરણુ પડુ

**જગંનાથ**—માફ ન કરૂ

**વિજય**—પકડી ઝકડી બાંધો મારો ખુબ માર—જાઓ



# ઓ. સર ફીરોજશા એમ. મહેતા.

રાજા રજવાડામા જાણીતા તથા સરકારમા મેડીકલ ઓફીસરના હોદા પર નોકરી બજાવી ઉત્તમ સરટીફીકેટ મેલવનાર ડાકટર કાલિદાસની નિચે લખેલ દવાઓ માટે માનવતા સ્વદેશહિતચિંતક સર ફીરોજશા એમ. મહેતાની સહીનુ ફર્સ્ટ કલાસ સર્ટીફીકેટ મળેલ છે.

## જીવનોદય—તાકાતની દવા.

ધાતુ ક્ષીણતા, સ્વપ્નાવસ્થા તથા પેસાબ માર્ગે જતી ધાત બંધ કરી નવુ લોહી અને નવું વીર્ય બનાવે છે. કોઈ પણ જાતની નબળાઈ દુર કરી શરીરમા ખરી તાકાત લાવે છે ધાતુ પુષ્ટી માટે આ દવા બહુ વખણાય છે ૩૨ ગોલીની ડબીનો રૂ એક

## સ્ત્રીઓના ખરા લાભની વાત. ( અબલા જીવન )

પ્રદર, કુપણી. દસ્તાન સબંધી બ્યાધી, ધાતુ વિકાર તથા સ્ત્રીઓના દરેક છુપા રોગ મટાડી શરીર તદુરસ્ત બનાવે છે. ૬૪ ગોલીની ડબીના રૂ બે.

## વધરાવલની ઉત્તમ દવા.

પાણીના બીગાડથી, પવનથી અગર ગમે તે કારણથી થયેલ વધરાવલનાં દરદ માટે અકસીર ઇલાજ ચોપડવાની દવાની બાટલીના રૂા ત્રણ પીવાની દવાની બાટલીનો રૂા. એક.

## પરમીયાને એકદમ મટાડનાર દવા.

જુના અથવા નવા પરમીયાને અમારૂ બનાવેલ **પ્રમેહાંકુશ** નામનુ મીકશ્ચર ત્રણ દિવસમાજ ફાયદો બતાવેછે. બાટલીનો રૂા. દોઢ.

## હરસનો ચમત્કારી ઇલાજ.

દુઝતા અથવા સુકા હરસ મસાથી કટાળેલાઓએ આ

વાપરવા ખાસ ભલામણ કરવામા આવે છે. હરસ માટે આ ફતે-હમંદ ઇલાજ છે. ૩૨ ગોલીની ડબીનો રૂા. એક. તમામ દવાઓ-નુ પોસ્ટ ખર્ચ જુદુ.

ડાકતર કાલિદાસ મોતીરામ.
રાજકોટ કાઠીયાવાડ.

---

# અંક ત્રીજો.

૫૭

મોતીકુંવર—આવ્યો તારો કાળ બુઢીઆ આવ્યો તારો કાળ
તું ચાલ ઘોડાની ચાલ-આવ્યો
આમ દોડાવું-તેમ દોડાવું
વાંદરજી સમ કરતું ચાળા વાહરે બોખલા કાકા મારા
કર્યાં તારાં કરતુંક કાળાં ઠમક, ચમક, રમત, ગમત,
થઇ મજેની વા, વા, વા, વા, કરજે હવે વહવાડ-આવ્યો

૫૮

મુક્તા—જાગો જીવન જાગો તમો જાગો જીવન મારા
પરહરી નિદ્રાને તમે જાગો પ્રાણ પ્યારા- જાગો
પોયણી કરમાઇ જુઓ નવિન કમળ ખીલવા લાગ્યા
તેજ સશિ દીપકનું ઘટયુ દિન પતિનાં દુંદભી વાગ્યાં
વિનતિ મુજ સ્વીકારી—તમે
સુંદર પક્ષી મધુર સ્વરે પ્રભુ તણું શુભ સ્તવન કરે
પક્ષ નિજ ફેલાવી ગર્વે ગગન મહિતે વિચરે
અનુપ લીલા ઇશની જોવા જાગો પ્રાણ પ્યારા-જાગો

૫૯

નવલ-મુક્તા—કરજોડી નમીએ નાથ સદા શીવ શંકર શીવ કરનાર
પ્રભુ તમ વિણ અમ અજ્ઞાનનેરે નવ કોઇનો આધાર
સર્વેશ્વર સર્વાશ્રય સ્વામી સર્વ તણા આધાર
મંગળ મય તમ મુર્તિ પ્રભુ મંગળ નામ ઉચ્ચાર-' કર'
પ્રભુ સુખ સંપત ગુણ જ્ઞાનનેરે બળ બુદ્ધિ દાતાર

દુ ખ દુર બુદ્ધિ દારીદ્રતા દળ દુખોના હરનાર
કરૂણાળુ' કરૂણા નજર કિ કર પર કરજો સાર-કરજોડી

૬૦

**નવલ**—પ્યારી આન'દ આજે ઉરમા ન માયે પ્યારીરે આનદ
આજે-પ્યારી

યુધ્ધમા જવાનો મહામ'ગળ સમય પ્રાપ્ત થયો
રણવાદ્યો સુણીને હવે ધિરજ ના ધરાયે--પ્યારી
તુરત રજા દેતુ પ્યારી વખત જરી નવ લગાડી
જાઉ સમરભૂમા સઘ ચિતડુ એમ ચાહે—પ્યારી

૬૧

**નવલ**—પ્યારી કર વિચાર આવારે મુખથી ગાંડાશુ ઉચ્ચારે
સમય નથી એવો અત્યારે રણમા તુ મુજ સાથે આવે—

**મુકતા**—નકાર વદશો મારે- પ્યારી

**નવલ**—મારા સમ જો આગ્રહ કરતુ શિક્ષા વેણ શાણી સાભળતુ'
શાન્ત થઈ મન ધીરજ ધરતુ ઈશ ભજન ઘરમા રહી કરતુ
પતિવ્રતાને ધર્મે પળતુ વધુ વચન નવ વદીશ વળતુ-કર

**મુકતા** -હોસ બધી રહી ગઈ મનમારે જાઓ વિભુ દુ ખ સર્વ નિવારે
ઉમાપતિ આપત સહુ ટાળે વિજય મેળવો જઈ રણમારે
અમે બેશી રહીશુ ઘરમારે--કર

૬૨

**મોતીકુ'વર**--મને સતાપે શુ કરવા તુ જાજાજા જાને મારા રોયા-મને
શીરા જો તુ મારી પાસે ભુડા હાલ તારા થાશે
નો માર ખાસે જાને મારા રોયા—મને
આ બે, આ ત્રણ, આ ચાર

વેઅરણી—અરે અરે
મોતીકુંવર—લેનો જા ગમાર- મને

૬૩

જગન્નાથ—તેં કર્યું નીચ કામ તું થયો બદનામ
ધિક નિમકહરામ તુ સમજ સમજ
થા પ્રજેત ઠામો ઠામ તારી પુરી કરૂં હામ
હું લઇશ તારો જાન નીચ સમજ સમજ
આ બીચારી નાની બાળ તણો બાળ્યો અવતાર
કરે દુનીઆને ખ્વાર તું સમજ સમજ
ધિ'ક તુજ અવતાર જોતાં ઉઠે હૈયે ઝાળ
જીવ લેશે આ કટાર નીચ સમજ સમજ
નથી રેહેતી હૈયે ધીર હુ ઉડાવુ તારૂ શિર
તને પેરાવુ જંજીર તુ સમજ સમજ
તુ શાનો અમીર નથી શરમ લગીર
તારૂ લોહી પીસે તીર નીચ સમજ સમજ
છોડો જીવવાનો ખ્યાલ જીવતે ઉતારૂ ખાલ
અરે નીવડયો ચંડાળ તું સમજ સમજ
તુ લઈ ઝટ ચાલ એના થાશે બુરા હાલ
પાપી આવ્યો તારો કાળ નીચ સમજ સમજ

૬૪

મુકતા-દાસીઓ—ઉમાવર અરજી ઉર ધરજો દયા દૃષ્ટિ કરજો
દુખ હરજો-અરજી
આશ્રય એક તમારો અમને અરી ગંજન ભીડ ભજન દેવા
જય જય જય જય જય કરૂણાનીધી ભકતોની વારે ચડજો-ઉમા

૬૫

## ગરબો

મુકતા-સખીઓ—વેગે વીનવો વીજીયા નાથને
સાહેલી આવો સ્નેહેથી રમીએ આપણ સંગમાં

ફુલી ફાલીને ફળો લાગશે અથાગ
ભાવે ભજીએ એ ભોળાનાથને—સાહેલી
સાખી—ભવ સાગર ભરપુરમાં તારક નિતી નાવ
હાથ કરી પ્રિતી ભરી કદી ન ચુકું દાવ
ભાગે બીતી ભય જિતી ભરપુરમાંરે
રમીએ હેતથી જો હળીમળી મહતાપ—રમીએ હેતે સહુ
કોઇ સાથમારે
સાખી—મુનીવર મોટા મોહી રહ્યા પામ્યા તેનો ન પાર
તે સેજે મળશે ખરે જો ચોટે ચીત સાર
ચાલોને સૈયર સાથ રમીએ સંગેરે

ફેરા ના ભવમાં પાસ બેસો રીઝેરે
હળી મળી હીત હેતથી સાધો કશો ન રાખો વાંધો
છેટી છેટી તું લાવો લે ભેટી ફરીને આવો ફેલી
એલી વેલી તુરંગેથી રેલી ખરી છે તુ તો ઘેલી—વેલી

૬૬

કલ્યાણમલ સરદારો — આણા શરવીર ચાલો આજે મનમાં રાખી ધીર
સજ્જ થઇને લડાઇ કેરી કરો તૈયારી વીર
શોધો શોધીને શત્રુઓનાં છેદો સત્વર શીર
આર્ય દેશનું રક્ષણ કરવા વાર ન કરો લગીર
કલ્યાણમલ—બળથી કળથી અહીંથી નીકળો થશે ભવાની સ્હાય
સરદારો— બરછી ભાલા ખંજર બીછવા સાથે રાખો તીર

૬૭

બાધરાણો—કરી દુશ્મનની પરવા શીદ ધાર્યું સહ્ના કરવા
જેણે મન મગરૂરી ધારી કરી જીવ લેવા તૈયારી
તેને કેમ મુકો વિસારી બાઇ જવા દિયો લડવા—શીદ
આપણો દેશ ઘેરીને બેઠા તેને પાડું જઇને હેઠા
શાને દુઃખ આવડું વેઠો જાવું ઝટ અરી દળ દળવા—શીદ

છે ઘણા દિવસની હોંસ [illegible] આજે અતિ સતોષ
સમસે મારા મનનો રોષ [illegible] અધીર વૈરી હણુવા—રીદ

૬૮

જયમલ—રામચંદ્રના દુત તરીકે રાવણુ તણી સભામાં
અંગદ દૃષ્ટિ ધર્ઈ ગયો શું ઓછું હતું સનામાં
શામ દામને ભેદ દંડથી યશ પરાક્રમ કરવામાં
ક્ષત્રિ ધર્મ એ શાસ્ત્ર વખાણે કહે ખોટું એ શામાં
અલ્પ વિચાર કરીને શૂરા જાય શત્રુની સામા
ઘણા વીરનો ઘાણુ વળે અપ કીર્તી મળે નફામાં
ઉપાય કરતાં પણુ નવ અટકે દુશ્મન વેદ ગુસ્સામાં
તો શૂરાનિજ હાથ બતાવે મોજ માને લડવામા
બંધુ મારા શૂરવીર પ્યારા ઉતાવળો તું થામાં
શાન્ત થઈને ચાલ તું સંગે છે સુખ સંપ સલહામાં—રામ

૬૯

વિજય—કટાર લઇ પલવાર માંહી ઠાર કરૂં આવાર
થઈ જ્વાળ અપરંપાર પોહોચાડું શત્રુ જમ દ્વાર
કપટ કર્યું અપાર મન માંહી રાખી ખાર
મારી તોડી ફોડી નાંખું જાણુ તને નીરધાર
નાદાન તને વીષ પાન કરાવું શક નહી લગાર—કટાર

૭૦

મુક્તા—પિતુ પાય લાગુ માગુ હું કૃપા તમારી—પિતુ
કલ્યાણુમલ—પુત્રી મારી પ્રાણુથી પ્યારી વાણી મીઠી તારી
સુખકારી દુખ હારી—પિતુ
વિજય—વિતક બધું વિસારી શાન્તિ વારી વરસાવી
સૌ—ગીરિવર ધારી કુંજ બીહારી જગમાં ( સહુને )
સરસ સમય આપે સુખકારી— પિતુ

સમાપ્ત.

# જાહેર ખબરે.

નીચે લખેલી બુકો " રાજનગર નાટક મંડળીનો " જ્યાં હોય ત્યાથી મળશે. માટે જેઓ સાહેબને જોઇતી હોય રોકડી કીમતથી મગાવી લેવી વેલ્યુપેબલથી પણ મોકલવામ વશે, નોટપેડ કાગળ રાખવામાં આવશે નહી, સામટી ચોપડી લેનારને સારૂ કમીશન આપવામા આવશે.

| નામ. | કિંમત રૂ. આ. પાઇ. |
|---|---|
| ચંદ્રવિજય નાટક-ગાયનો ............. | ૦—૨——૦ |
| પ્રેમકુમાર........ ............... ..... | ૦—૨——૦ |
| અતિ તારા... ......................... | ૦—૨——૦ |
| નવલ-મુકતા.......... ............... | ૦—૨——૦ |

રાજનગર નાટક મંડળી.